શ્રી

# પવિત્ર લીલાવતી.

# નાટકનાં ગાયનો

શ્રીમન્ત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રી
શ્રી દેશી નાટક સમાજે આનન્દ માટે ભજવેલ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શકરાભાઇ લલ્લુભાઈ
અમદાવાદ-માણેકચોકમાં
શાંન્તી ભુવન થીએટર—અમદાવાદ.

સંવત ૧૯૮૪ | પ્રત ૧૦૦૦ | સને ૧૯૨૮

શ્રી આનંદ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ ચીમનલાલ જીવરામે છાપી
સીવીલ હોસ્પીટાલ પાસે—અમદાવાદ

કીંમત ૦—૪—૦

श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

# શ્રી પવિત્ર લીલાવતી નાટકનાં ગાયનો.

## મંગળાચરણ.

**નટી—** 1

**ૐહ્રિંશ્રી શંખેશ્વર સ્વામી,** છો અજર અમર અંતરયામી ઓ!
પાવન થાઉં પદ પંકજ પામી, નિત નમન કરૂં નિર્મળ નામી,
અમર નિકર ભૂચર ખેચર, નરત કરત, હરખ ધરત,
અરથ સરત, તરત વરત જય જય જય, ઓ—
**શિવસુત કેશવ** કૃત ગુણગ્રામી, જે **પવીત્ર લીલાવતી** જગ નામી,
વેશ્યાનું વ્યસન, તજવું તદન, પંડિત પસન શિયળ વસન:
સજન સજવું નાટક ભજવું જય જય જય ઓ.

**આનંદી—** 2

**લીલાવતી** સમ પ્રિય પતિને તું, રતીમતિથી વશ કરને,
નાટકની તું નિપુણ નાયકા, કર્ય નાયક નટવરને;
રચ્ય જસજરને વિજય ધ્વજા કર ધરને,

**(નેપથ્યમાં)—** 3

આમ કામ સેના તું, વિરહાનળથી વ્યાકુળ થઇ વારૂ,
**નટી—**આ વાણી વેશ્યાની, શાણી અહીંથી શિઘ્ર જવું સારૂ;

# અંક પહેલો.

કપટકળા-- ૪

અનંગ રંગને ઇચ્છે.

વિરહાનળથી વ્યાકુળ થઇ વહતી અંગ રંગને પ્રચ્છે—
ખાનપાન ગુણગાન સ્થાનનું ભાન નહી મન ભંગ;
કીઆ લાલ ઉપર લલચાણી, આળસ મરડે અંગ—રંગને.
કામસેના--જાણી તને અજાણી શ્યાણી પુછે પ્રેમ પ્રસંગ;
મતિ કેવળ મેળવ મન મોહન........................
કપટકળા—....................આ તન તંણુ તંગ—રંગને.

કપટકળા-- ૫

અરરર આવ્યો જબર જવર આજ.

કામસેના—તે બોલાવી લાવી ? વાલમ વૈદરાજ—અરરર---
કપટ-પટ તપાસી નાડી, પ્રેમ પેટી ઉઘાડી જડીસુંઘાડી જીવાડેજસ કાજ
સ્નેહ કુસુમ મકરંદ લગાડી, ઠંડક પમાડી રમાડે રસરાજ. અરરર

કામસેના— ૬

મદન પડયો કેડેરે (૨) ઘણી ગભરાઇરે—મદન૦--
મન હસ્તી મસ્તીમાં આવ્યો, માવત અંકુશ કયાંઇરે—મદન—
કોક વાચીક્ષણુ વિણુ વિહ્વળ હું, તુજ મન ગાંડી ગણાઇરે મદન
જો સ્વપ્ને સંજોગ બને તો, પોઢુ પલંગ ફુલ છાઇરે--મદન--
નિંદ્રાપણુ પ્રિયવીણુ નવ આવે, કાળજડામાં થાય કાંઇ કાઇરે-મદન
કપટકળા—બળાપો ન કર બાળારે, (૨) વિચારી કાંઇરે-બળાપો-
અઘટીત ગણિકાને આ કરવું એમાં છે ઓપણી કમાઇરે-બળાપો
કામ--જોબનપુર તણાઇ જવાની, સ્વારથ સમજ સગાઇરે—મદન-

સુમતિ— ૭

સુણ સજ્જન સંધ્યા સમય સેંલને સાર.

ફરવા આવ્યા ફાંકડા, જવું ક્યાં ?ધાર્યું.

સ્વાર્થદત્ત—અવલોકો ઉંચું આમ અપ્સરા આ છે,
ચિત લોહાકરશણ કરે ચમક ચતુરા છે,

સુમતિ—આ ચમક પુતળી, લોહ પુરૂષને ખીંચે;

સ્વાર્થદત્ત—દ્રષ્ટી અમૃતથી સ્નેહ બીજને સીંચે;

સુમતિ—એથી ઉગ્યો આશા તરૂવર અંતરમાં,
ફળ ગૃહણ કરણ ઉત્સુક થયો આ કરમાં;

કામસેના— ૮

ઓ સાહેલી, આવ્યા પેલા અલબેલા તું મુજને મેળવ, એ વાલમ વ્હેલા;
મુખને મટકે લોચન લટકે, ચતુર વિચક્ષણ ચાળે ચટકે;
શું એ સટકે કેમ ન અટકે રમક ઝમક ઠમક. ઓ૦

કપટકળા—ગણિકા થઇને થા નહી ઘેલી, મન મોહનની વાતો મેલી;
પૈસાને સંઘર તું પહેલી, ચડપ ઝડપ સડપતું

કપટકળા— ૯

આ શું આંસું કે ચોમાસું, આવ્યું આંખમાં;
આલી આ ચાલી ખાલી નીસ્સાસા નાખમાં;
પર નર ખરતું જર જીવન હું, હરણ કરણ હુશિયાર:
વાનર સમ મ્હેં કંઇક નચાવ્યા, નરવરને નિરધાર. આશું૦
મમ અકકલ આગળ પાગળ એ, આમ કરૂં આધીન;
ખાશ ખાસડાં હુકમ ઉઠાવે, દાસ થઇ નિસદિન; આશું૦

કામ—ખર કે વાનર સમ નહિ એ નર કામ કુંવર અવતાર;
તું પાગલ નહી નહી પાગલ. એ અહીં નહીં પગ ધરનાર;
આવું અણઘટતું મુજ આગળ શું કી ભાખમાં.

કપટ—વિષય વિષ મય મધુર વચનથી લલચાવું એ લાલ;
પોપટ સમ પટ પકડી પુરૂં, કપટ પાંજરે હાલ આશું૦

**કપટકળા—** ૧૦

ઓ અલબેલા આવો, આવો, આવોને પ્યારા લાલ;
તલસે છે, તલસે છે, તલસેછે તલસેછે તલસેછે તમને ઓ. ઓ૦
આપના નામનો જાપ જપે, સ્મર તાપ તપે તન આતુર આલી;
પ્રાણની હાણ સુજાણ થશે, ગ્રહી પાણી જીવાડીએ ચાતુર ચાલી;
કામ છે કામ ભરો ડગ આમ, સુકામની વાડી આ ફકડ ફાલી:
અમૃત ક્યારી નાજુક નારી, નીરખી હરખો નાથ;
શેઠ સ્વીકારી કરો તમારી, સુખી થશો તે સાથ.
અવધારીને અરજ અમારી, ઓ અલબેલા—

**સુમતિ—** ૧૧

પ્રેમ વચન શરથી મન વિંધી, સ્નેહ સાંકળી સજડ જડીરે;
તીરછાં નયન કરે તન તાણે, પ્રિય ચિત્તવૃત્તિ ફેદ પડીરે. પ્રેમ.
આ ગણિકા મમ મન મૃગ ઘેરી, ખસવા દે નહીં ગોખ ખડીરે. પ્રેમ.
સત્ય શિયળ નિતિ સંહારણ, મદન ફોજ ચોતરફ ચડીરે. પ્રેમ.

**કપટકળા—** ૧૨

મુકી રકઝક રમણ રસિલા, છાના માના છેલ છબીલા;
લાલા ચાલો રંગમાં, વિષય ભુજંગમ વિષ ઉતારી.
આપ કરો ઉપગાર ઉગારી, અમૃત છાંટો અંગમાં.

**કામસેના—** ૧૩

આવો આવો અલબેલા છેલા આ ઘડી,
મારા પ્યારા ન્યારા મુકું નહી આ પાઘડી;
મદન રીપુ મરદી મન મોહન, સુંદર તન આપો આલીંગન
ચતુર પરસ્પર લઈએ ચુંબન— આવો.
વિરહ પિડા હવે નાથ નિવારો;

**કપટ—**સફળ કરો સંસાર તમારો,

**કામ**—મુકીને ખટપટ આપ પધારો. આવો.

**કપટ**—ઠાલી માલી આ ચાલી તને હું શું નડી.

**કામસેના**— ૧૪

મારો પાવન કરીયો પલંગ પ્યારા પ્રાણનાથ પધારી;
રમ્યા રસિકાથી રંગ, વિરહ દુઃખ નાથ નિવારી.
આજ ઉપજી શીતળતા અંગ, મને સ્વામીનાથ સ્વીકારી.
શરદઋતુ સોહામણી, પુરણ ચંદ્ર પ્રકાશ;
મંદ પવનની લેહેરમાં, વહાલા વિલશો છો વિવિધ વિલાસ. પ્યા.
અંતઃપુરમાં એકલા છાના રાખું છેલ;

**કપટ**—આ રતીને રતીપતી તમે, રમી રસિક કરો રંગરેલ;

**કામ**—તન મન ધન અર્પણ કરી, રંજન મઇ દિન રાત,
હાજર રહીશ હજુરમાં, પ્રભુ અવર પુરૂષ ભ્રાત તાત. પ્યા.

**સુમતિવિલાસ**— ૧૫

પ્રિયા મારીરે પ્રાણ થકી તું છે પ્યારી,
ગાલ ગુલાબીએ બીંદુ બીરાજે, મૃગમદનું મનોહારી, પ્રિયા.
કનક કળસ કુચ કંચુકી કસીઆ, સ્પર્શ સદા સુખકારી પ્રિયા.
નિરૂપમ નારી તને નીરમાવી, ઉર્વશી ગર્વ ઉતારી. પ્રિયા.
રોજ રહીશ તુજ સમીપ રસિલી, સ્વજન સંબંધ વિસારી. પ્રિયા.

**સુમતિવિલાસ** ૧૬

ઘેલી કેમ કરે છે ઘેલાઇ, ચુકી મુકી તારી ચતુરાઇ, શું મુંઝાઇ ઘેલી

**કામ**—સ્નેહ શસ્ત્રે વિંધાઇ, ચિત ચોરથી ચુંથાઇ;
લ્હાઇ લ્હુઇને લુટાઇ, મુઓ મદન કરે કહાઇ;

**સુમ**—રસીલી રસીલી જાય શું રડાઇ, છાનીરે છાનીરે આ નથી ઠગાઈ.

**કામ**—શેઠ સમજી રિસાઇ હજુ જાણો જુદાઇ,
ઝેર પઇસાનું પાઈ કરો ન્હાય ત્યાં ચડાઇ;

સુમ-મુકીદે મુકીદે આવી મુરખાઇ આવું છું આવું છું લડીશમાં લડાઇ ઘેલી

જોહતો— ૧૭

ભાઇ પટારો કેમ ઉઘાડયો. જોઇ કુંચી બેસારી કેઇં;
સાહેબ બાપા બહાર ગયા છે. શું ગુંજામાં ઘાલ્યું લેઇ,
બધું ઘરેણું ક્યાં લઇ આલ્યા, આમ કરી તસ્કરનું કામ.
પડશે માથે અરે અમારે. પાછું મુકો તમે તમામ,

સુ—ચબાવલા તું ચડી ગયો છે, પરની તારે શી પંચાત;
બસબસ તારે નહી બોલવું, હમણાં પાછળ પડશે લાત;
નીચ જાત ચાકરની તારી; આખર જોડા ઉચકનાર,
આવ્યા રાંડના હવે અડવા, બંદાતો ચાલ્યા આ બહાર,

કામસેના— ૧૮

વાલમ આવોરે, (૨) આલી જાને આ આનંદ કંદ નંદ નંદ.
મંદ મંદ હસી હસાવેરે—વાલમ.
ચંદ્ર વદન મદન મોહન નયન નિજ નચાવે;
ચતુર ચીત ચળાવે; ઇશ્ક ઔષધી લગાવે;
તાપ સઉ સમાવે, બેહુ ભાવેરે—વાલમ•

કામ—. ૧૯

છબીલા પતિ છોડનારી નથી; જુદી નહીં પડે માછલી નીરથી.

સુ—જરાવાર જઇ હાલ આવું અહીં, અધીરી ના થા સત્ય બોલું સહી
ઘડી એક ઘરમાં નથી ગોઠતું. નથી ચિત વેપારમાં ચોટતું;

કામ—મને પ્રેમ ઓછો દિસે છે પતિ, બીજી કોય એશું બગાડી મતી

સુમતિ—અરે વહાલી તું આમ આ શું વદી..................

કામ—..................................પધારો પલંગે જવાશે કદી.

સદાફળ—                    ૨૦

ધર્મ નીતી તજી પણ કદી, નહિ ધમકાવ્યો નામ;
સમજણ વગર સ્વતંત્રતા, આપતાં થયું આમ;
સુંદરી કાંઇ નથી સુઝતું,                    એ ૮૪૦
સંસારમાં સુત સુંદરી. છુટા મુક્તાં છેક;
પસ્તાવું પડશે પાછળ થકી, વંઠી જાતાં વિશેક.                    સુ૦

સેંજ—નિંદાય છે નાતજાતમાં લુચ્ચો કહે એને લોક;
હલકો પડયો સગા વ્હાલામાં, વિવાહ કરશે શું કોક—
સ્વામી હવે હું તે શું કરૂં.
ભણવું ને ગણવું ભુલી ગયો, અળગો મુકયો આચાર;
જાતો નથી જીન મંદીરે, વળી તજીઓ વહેવાર—સ્વામી૦

લાલબા—                    ૨૨

આમ વાંક વગર વિરા મારે છે શું,
સેંજ—કાંઇ તારે વશ પડી નથી ધારે છે શું,
સદા—વૃદ્ધ માત પિતાને તું ઠારે છે શું,
લાલ—ભણી વિદ્યા વગોવી વિચારે છે શું,
સુમતિ—કેમ લાલડી પડી પછાડી..............................
લા—...........જોને માડી ડોળા કાઢી બીક બતાવે મને રડાવે,
સુ—લાતો પડશે ત્યારે રડરો
લા—ઓ બારે ઓ બાપાજીરે હાય હાય મને મારીરે—આમ૦

સેંજલદે—                    ૨૧

અરે આપણા કુળમાં ઉઠયો અંગારો, હાંહાંરે ઉઠયો અંગારો;
ધરમ કરમ ધન આબરૂ બાળી બળનારો હાંહાંરે.                    બાળી૦
વેશ્યા વ્યસન સંડાસમાં બુડી નવ બચનારો                    હાંહાંરે બુડી૦
જશે નિરંતર ઝુરતાં મ્હારો જન્મારો.                    હાંહાંરે ઝુ૦

**વારાંગનાઓ—**

જય જય જય કૌશામ્બી નૃપતિ, વ્યાપ્યો જશ દેશ વિદેશ;
નિજ વદન વિધુથી ન્યાય સુધા, વસુધા વરસેજ વિશેષ,
મ્હારાજ—શિરતાજ—
પરમ ધરમ મરમ વેધક, પ્રજા તણા પરમેશ;
નિતિની રીતિના ઉપર પ્રીતી, સાહેબીમાં સુરેશ;
કંગાલને ધન માલ આપીને, કૃપાળુ કાપ્યા કલેશ.
આનંદમાં નીત આપની રૈયત, નમન કરે નરેશ, જય જય૦

**રાજા—**

ધિક વ્યભીચારી દુનિયાદારી સર્વ વિસારી,
હા હા ? ? ? નગરશેઠ સુણી હું દીલગીર છું ભારી. ધીક૦
રાજ કાજના જુઓ કાયદા, શી એમાં સત્તા મારી;
લંપટના આગળ લાચારી—ધીક૦
પરના ખેતરનું વાવેતર કરી, આપણાં ઢોર ચરે.
પરને સજા શકાય ન મારી—ધીક૦
ઝેર હળાહળ જો મુરખ જન, પોતાની મેળે પીશે;
કેનો દંડ કરે દરબારી—ધીક૦
કુળાચાર ગણિકાનો એ છે, એ નથી દરતી અપરાધી:
નૃપ તમે છો જુઓ વિચારી,

**પ્રધાન—** ૨૫

કરો છો શું વિચાર કર્યા વગર ઉચાર;
ખુશી કરો સરકાર, વાર કરવી નહી લગાર,
નગરશેઠનો કુમાર, ઘેર જાય નહી ગમાર;
પટાવી કોઇ પ્રકાર, જવા ઝટ કરો તૈયાર·
કરે શેઠના કરાર, નહી જુઠો થનાર,

 ૧૪૦૨૭

જાણ્યો જાણ્યો પાક્કા તમારો પ્યાર.

ગાનારીઓ— ૨૬

લીલાવતીએ લખી મોકલ્યોરે, કાગળ પ્રીતમ પાસ,
ચાતુર આતુર ચીત થયુંરે, વરવા સદગુણી સુમતિવિલાસ;
વ્હાલા વેલા આવજો—
શરદ પુનમની પદમનીરે, ઝાંખી જોબનવતી જેમ;
દિનકર કર પીડન ચહેરે, ઇચ્છું અંતર આપથી એમ—વ્હાલા
પરણીને સરવ પ્રકારનારે, પુરણ કરશું કોડ.
રામ સીતા સરખી થશેરે. જાણે રતી રતીપતિ સમજોડ-વ્હાલા૦

સગાં સ્નેહી સજ્જન પંચ સાખથી. પરણે વરવધુ સુખ અભિલાખથી
લાડો લાડી લોચન લાયકાઇથી, ચોરી ચોરીએ ચીત ચતુરાઇથી.
મનડું પ્રેમે પરસ્પર મેળવી, ભલી દુધમાં સાકર ભેળવી;
અન્યો અન્ય ગ્રહણ કરી, હાથનુ શુભ ચીંતવી નીજ સ્વામીનાથનું.
સ્હાયભુત થઇ સહુ કાજમાં, પામું મંત્રીનું પદ પતિ રાજમાં;
કન્થે એવો કરાર કરી વરી, અગ્નિ ચંદ્ર સુરજને સાક્ષી કરી,
પત્નિ આ ભવ તને પાળનારરે, કરે કંથ એ કોલ કરાર,
મારા વૈભવમાં તારો ભાગરે. બીજીને તુજ બેઠે ન લાગરે,
કદી નહી અપમાન કરીશરે. તેના જામીન શ્રી જગદીશરે;
હરખે વરત્યાં છે મંગળ ચારરે. કહે કેશવ આનંદ અપારરે.

ગાનારીઓ— ૨૭

ચાલો ગોત્રજને પગે લાગોરે, વરના વાંસામાં પાપડ ભાગો;
માથે મોતીનો મોડીયો ઘાલીરે. જમણે હાથે નામણદીવો ઝાલી
ગાતી ગાતી સૈયર સાથે ચાલીરે, મોટી હોંશે વીવાહ વેવાણુ મારી

કંકુ તિલક કરી ચોખા ચોડીરે, નાક તાણ્યું છે મ્હોં મચકોડી,
ધ્રુના તારાના દરશન થાયરે, જોકું અવિચળ રહેજો સદાય.

સુગુણમંજરી-- ૨૮

વિસરી જ્યેષ્ઠ સખીને, પતિ પ્રેમમાં પડી પુન્યશાળી,
ધર્મ ધર્મપત્નીનો, કદી વીસરવો નહીં વિનયવાળી.

સાહેલીઓ-- ૨૯

સૈયર સુખકર સંસાર, શિયળ ભુષણ સજીએ,
એ વિણુ નીગુણા નરનાર તનમનથી તજીએ.
પર નર નારી પ્રેમ પ્રદીપમાં, પડી પતંગ સમાનરે,
સુજસ શરીર સળગાવી મુકે, કંઇક નફ્ટ નાદાન— શિ૦
અત્તર અખંડિત અંગ અનોપમ, નહી મળે એક નાકરે;
શિયળ વિના એવા સદગુણ, સહ જેમ સોમલ સંપાક,
વ્યભિચારીને સૌ સંસારી, કરે અધિક ધિકકારરે;
પરપોળે પકડાતાં, પડીયા મ્હોટા જનને માર— શિ૦
જાર કરમથી જેહ જગતમાં, કરે કલંકીક કુળરે,
અકકલમાં અંગારા ઉઠયા, ધર્મ કરમમાં ધુળ-- શિ૦
વેર વિરોધ વધે વ્યભિચારે' નિશ્ચય ધનનો નાશરે;
શિવસુત કેશવ શિયળવંતના, દેવ સરીખા દાસ.

સુમતિ-- ૩૦

ચમકી ચમકી ચતુરા કયાં ચાલી, અહીંથી ઉઠીને ઠાલી'
બેસો બેસો બેસો શું બ્હીવું પ્રમદા અધરામ્રત પીવું.

લીલાવતી— ઉંઉંહું ઉંઉંહું ઉંહું ઉંહું

સુમતિ—..............તજ લાજ પતિ તુજ હું છું.

લીલા—...અઘટીત અહીં, અઘટીત અહીં નહીં આચરવું.

**સુમતી**—..............................અહીંયા અંતપુર કરવું.
**લીલા**—ઓ સખીઓ, ઓ સખીઓ મારી આવી,
**સુમતી**—.................શું સટકી જવું સમજાવી,
**લીલા**—અળગા રહો અળગા રહોને વળગોમાં,
**સુમતી**—.................બાળા અમથા બોલોમાં,
**લીલા**—એ આવી, એ આ આવી હું બાઇ,
**સુમતી**—.......................આવી કર નહી આડાઇ,
**લીલા**—માજી માજી બોલાવે મ્હારાં,
**સુમતી**—....................નહી ચાલે નખરાં ત્હારાં:
**લીલા**—માં રગડો, માં રગડો મારગ મેલો,
**સુમતી**—.................છટ્ટીનો છું ઉખડેલો.
**લીલા**—દમ રાખો દમ રાખો દ્વાર ઉઘાડાં.
**સુમતી**—...........લે આ કરી આવું આડાં,
**લીલા**—સલુણા સલુણા મુજને સપડાવી, પણુ નાસું નજર ચુકાવી.
**સુમતી**—ઠગણી ઠગણી ઠગીને શું નાસે,
**લીલા**—........................મુકો મશ્કરીઓ થાશે.

**સુમતી** ૩૧

આ મુગ્ધાની દુગ્ધા માત પીતાએ મુજને વળગાડી;
માન્યું કહ્યું ન મારૂં, અરે રાંડ આ વખત થઇ આડી;
એને બોલાવવાના, બ્હાલી વેશ્યાના સોગન ખાધા;—
મ્હોટી ભુલ કરી મ્હેં, હવે ફરી બોલાવવાની બાધા.—

**ગાનારીઓ** ૩૨

પરણી નવરા કૌશમ્બીએ પધારીયા, વાજાં વાગે જોવાને રઢલાગે.
સાહેલડી લાડી લાખેણી લાવ્યો લાડણો.

ધન્ય ધન્ય સદાફુળ શેઠને, જાન જોડી નાંખ્ય છે. નાણાં તોડી સા,
રથમાં વરવહુને ચમર વિંઝાય છે. દીસે ડાહ્યા સેંજલદેના જાયા સા,
જગલાડી વરવહુનું જોડુ જોઇને, બેઠી ગોખે ઉંડા નિસાસા નાંખે સા
મો—લાલ સાહેબને સમજાવે સાનમાં, લલચાવે ને મોતીડે વધાવે;
સાહેલડી શેઠની ફજેતીના ફારકા
ગા—માટું મહાજન સાજનમાં મળ્યું, આવી રાજકચેરી નૃપ પ્રેરીસા.

# અંક બીજો.

**સુમતિવિલાસ--** ૩૩

હું આની સાથે શું કરૂં, વળગ્યું વેંગ ખરેખરૂં;
મનની મેલી મળી, તરછોડીને ટળી, જઉ છું બળી, ઉંઘમાં ભળી,
હશે શીંગમાંથી સળી, અહીં હવે નહી ઠરૂં,
તજી ખાનપાન વાટ જોતી, હશે જીવ જાન,
જાઉં ઝટ એના જાન, સાથે મ્હેં જડયા છે જાન,
નડતી પડતી રડતી છોડું છું હવે છળી—તરછોડી.

**લીલાવતિ--** ૩૪

પ્રાણપતિ પ્રાણપતિ પ્રાણપતિરે, અહીં નથી અહીં નથી અહીં નથીરે.
અરે અહીં એકલી મુકીને મને આમ, અચાનક ઉઠી કંથ કયાં ગયા તમે
સ્વામી પેલા સમાગમે આતેશું કરયું, સાંભળેલું મેં જે હતું તે સાચું ઠર્યું
ખચિત પિયુજી ઉંઘતી જાણી ખસ્યા, આશરે જાણું છું વેશ્યાઆવાસેવસ્યા

**લીલાવતી--** ૩૫

પ્રિય પતિ તમે ઝટ આવો આ સમે;
આપ વિના વિરહ વન્હિ શી રીતે સમે;

વેસ્યા વ્હાલી હતી પતી તો ન'તી પરણુવી નાર,
નિદ્રા મુજને નામ ન આવે આપ વગર આ ઠાર,
આભુષણ અમ્બર ભીંજવ્યા કરતાં અશરૂપાત.
રોતાં રોતાં નથી ખુટતી, અરે રાક્ષસી રાત.
મને ભાસકી સરખુ ભાસે શયન ભુવન ભરથાર,
ઝાંઝર જાણે જડી બેડીઓ, અકળાવે આવાર;
કનક વલય કરકડી બરાબર, વર વીણ કેદી વેશ;
આ આંજેલી આંખે લાગે મરચા સરખી મેશ—
નંગ જડેલી નવીન કંચુકી, બંધન સરખી બાંધ્ય.
બહુ દુઃખ દે છે કામ હરોગો, હવે કરૂ શું હાય—
અલંકાર ધખતા અંગારા મણાધર ફુલની માળ,
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગ્નિ જ્વાળ—
કસ્તુરી કંકુને કેસર, રસિયા તુજવિણ રાખ;
પતિ વીણુ કોણ કરે, પરિપુરણ અંતરના અભિલાખ—પ્રિય૦

કપટકળા— ૩૬

આમ શું કરે છે આલી રજતો ધીરજ ધીર;
ધર ધર ધર ચીવર કર નજર નિરખ વર હરખ ભર;
મીલાવ કર કર—
સ્મર જ્વર હર સુખ કર ધનવંતર, ભરજોબન ભેડી સુંદરવર;
અધર સુધારસ પાઇ પરસ્પર, કામ ક્રીડા સરખી કર કર—આ.

સુમતિ ૩૭

મોહી રહ્યોછું મંદ હાસ્યમાં રસિલી તારા—મોહી૦
એકરાત્રી રહ્યો નહીપરણી ગૃહિણી પાસે, એકલી મુકીઆવ્યો આવાસમાં.
આપણે એ એન । મૈયર જવાની એક માસમાં. રસી.

કામની તમે ચર્યું કાંક મને કોમણ, પકડી જકડી પાડ્યો પ્રેમ પાસમાં.રસી
તુંજ થકી અધિક કોઇ વિશ્વ નથી વ્હાલું, પ્રતિજ્ઞા કરૂં છું પ્રકાશમાં રસી
વણજને વ્યાપાર વ્હાલી ધર્મ કર્મ શર્મ તજી, ગાળવી છે વયબધીવિલાસમાં

લીલાવતી—— ૩૮

નાથની નિરાશ થઇ, મુંઝાઇ હું મરૂં——
લાલથી નથી હું લડી, પ્રાણ વિના લાશ પડી;
મદન ગીધ ચાંચ ચડી, હાય શું કરૂં–
વ્હાલા વ્યભીચારી થયા, ઉંઘતી મુકીને ગયા;
એક રાંડ રાખી રહ્યા, કામ ક્યાં કરૂં,——

સુગુણ—— ૩૯

અરે આવડાં શું અકળાયરે બેની સઉ સારૂં થશે;
મારા સમ જો મન મુંઝાયરે——
રડી રડી થઇ આંખડી રાતી. કાયા ગઇ કરમાઇ;
મ્લાન દેખીને મુખડુ તારૂ, મને થાએ કાંઈ કાંઇ.

લીલા——કરી નાવલે નાદાની, જશે કેમ જીંદગાની——અરે
સુગુણ——સાસન દેવના સ્હાયથી, તારો સુધરશે સંસાર;
સાચું પતિવ્રત પાળતાં, તારે વશ થશે ભરથાર.
લીલા——મારી છેડા છેડી બાંધી, કરી પુરી આ ઉપાધી–અરે૦

લીલાવતી—— ૪૦

સખી પરભવ પાપ અમાપ કરી હુંતો અવતરી,
મને વિશ્વ વધુના પ્રતાપ પતિએ પરહરી:
હશે ભરડયાં સજીવન ધાન અણગળ પાણી વાવરયાં.
કર્યું મુનિવરનું અપમાન ધરમાદાનાં ધન હર્યાં,
દીધી વિદ્યા ગુરૂજીને ગાળ લેઇ વ્રત ભાગીયા.

તોડી નાંખી તળાવની પાળ તેના પાપ ઝનગીયાં;
કરીતો પુન્યની ફોડેલ પર્વ, કે જાન લુટી હશે.
નિજ ધર્મ તજ્યો ધરી ગર્વ, સખી મારૂં શું થશે.
થઇ પાપી તણી પક્ષકાર, ઉત્તમ અપમાનીયા.
મુકી અળગો શ્રાવકનો આચાર, મીથ્યાતીને માનીયાં;
કુડી સાખ ભરી સરકાર, ખોટાં ખત મેં લખી
દોરી દીન જનને દરબાર, દ્વેશે કરીઆં દુઃખી;
આવાં પાતીક મ્હેં તો અપાર, કરયાં હશે પુરવે.
વેશ્યા સંગી મળ્યો ભરથાર, અરે મને આ ભવે.

સુગુણ-- ૪૧

શ્રી જીન દરશન કરવા જઇએ, કાકી ફીકર ન કાંઇ;
લીલા--ઉઠોને આદિશ્વર મંદીર, આગી છે સુખદાઇ;
જીન ગુણ ગાઇ કરીએ પુન્ય કમાઇ- જી.

લીલાવતી-- ૪૨

સુણ સાહેલી કરવું શું હવે, શાથી જન્મારો જશે.
સુગુણ--તારા શીયળ પ્રભાવથી, બેની સ્વામી તુજ સારો થશે.
વ્હાલે વાંક વિના વિસારી, નળની જે દવદંતીનારી.
પાછી તે પતિએ સ્વીકારી, તેમ એ તારો થશે;

સંઘાફળ-- ૪૩

ગભરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે;
લંપટ પુત્ર પાકયોરે, હુંતો એનાથી થાકયોરે.
મોટું છે ઘર મારૂં, સાસરીયું એનું સારૂં;
ઘણી સમજણી વહુ છે, તનય તણીરે ગભ૦
ગયો લોક લાજેરે આણું કરવા કાજેરે;

મુજને બહુ બનાવી, વહુને નહી વળાવી;
શરમાયો વહુની સખીનાં વચન સુણીરે--- ગભ૦
વરસને મહીનારે વીતી ગયા કહીનારે,
હવે ફરી હું જઇને, કાંઇક દિલાસો દઇને,
લીલાવતીને લઇને આવું ઘર ભણીરે--- ગભ૦

**સુભગા**--- ૪૪

દુઃખી તું દીકરી મારી, સુખી સમ સાસરી તારી;
પીયરમાં સુખપાલ પણ, કામ ન આવે કાંઇ.

**લીલા**---સુખી સાસરીયા તણી, સહન કરી સુખદાઇ,

**સગુણ**---ગુરૂ શીક્ષા સુણી સારી, બધી દીલમાં લીધી ધારી;

**લીલા**---અછતાં આવે આળ અહી, કરો વૃદ્ધ વિચાર;
સસરા પુજ્ય પીતા સમા, આવ્યા બીજીવાર.

**સોમદત**---અરે વર છે વ્યભીચારી, એથી દુઃખ ઉપજે ભારી;

**સદા**--- ૪૫

સુકુળ વધુ તમે સાંભળો દુઃખીયા સસરાની વાતજી;
જો મન ચાય તો માનજો, ભાખુછું ભલી ભાતજી;
ઉંડુંરે હ્રદયમાં આલોચજો. ( એ ટેક )
ભણતાં ભણતાં ભણાય છે લખતાં ગ્રંથ લખાયજી;
મહેલ ઝરૂખાને માળીયાં, ચણતાં ચણતાં ચણાયજી. ઉંડું૦---
ડગલે ડગલે ડુંગરો, ચડતાં ચડતાં ચડાયજી;
સાગર સમ સરોવર વળી, ટીપે ટીપે ભરાયજી. ઉંડું૦---
ઉદ્યમ કરતાં આળસ તજી, દુઃખ દારિદ્ર જાયજી;
એમ ઉપાય આરંભતાં, સર્વ કાર્ય સધાયજી. ઉંડું૦---
એથી આવી ઘેર આપણે, કરશો કાંક ઉપાયજી;
ધરમ પસાય થકી થશે, સાસન દેવતા સહાયજી. ઉંડું૦---

**સખીઓ—** ૪૬

મ્હારી લાયક લીલાવતી બ્હેન ભલે સાસરે સીધારોરે,
યુક્તિ પ્રયુક્તિથી પતિવ્રત પ્રભાવ સ્વામીને સુધારોરે;
**બ્રાહ્મી ચંદનબાળાને શીવા સુલ્લશા સુભદ્રા શાણીરે**
**પ્રભાવતી પદ્દમાવતી શીળવતી સીતા કૌશલ્યા વખાણીરે,**
**પુષ્પચુલા મૃગાવતી કુન્તી દ્રૌપતી રાજુલ દવદંતીરે;**
સતીના ચરિત્ર સુણી સુપવિત્ર ગુણ ગ્રહી ગુણવંતીરે;
નિત્ય પ્રણમીએ પ્રભાતે ગુરૂદેવરે જીણંદ જયકારી,
પછી સારીયે સાસરીયાની સેવરે, વિનય ધર્મ ધારીરે;
સખી પુરેપુરો પ્રથમથી વિચાર કરી, કાર્ય કાંઈ કરીએરે,
શીખ સાસરવાસમાં વીરા, **કેશવની** લેઇને વિચરીએરે.

**લીલાવતી—** ( સ્વગત ) ૪૭

રે કર્યો વેશ્યાએ કેર, ઉપજે ઝેર, વાળવું વેર, હવે શા બાને,
હું કાળી નાગણ થઈ ડસું ગણિકાને.
આ જોબન રસ ઝલકાય, વસુ વનમાંય લાવણ્ય લાય ઉઠે છે અંગે.
શી યુક્તિ કરતાં મળું સલુણા સંગે.
શું કરૂં સુઝે નહી કાંઇ ઘણી ગભરાઈ મરૂ વિષ ખાઇ પિયુજીપાખે
નિધણીયાતીના ઉપર નજર સઉ નાખે.
મંગાવુ મહીશી ચાર, જોઇ શ્રીકાર અરે આવાર કહી સસરાને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.

**લાલબાઃ—** ૪૮

કરી વેશ્યાની યારી બેઠા અટારી પેલા તમારા પ્રાણ,
જાઓ થાઓ મધ્યારી, ભાભી અમારી, બેઠા અટારી–પેલા૦
વીંછીનો આંકરો વેશ્યા છે વસમી, જોજો ન થાએ જાણ,

જાણુશે તો ઝેર આણુશે ઝાઝું, કરશે રાંડ રોકાણું;
જુઓ જળની ઝારી, હાથમાં ધારી— બેઠા૦

લીલાવતી— ૪૯

અવર મદન અલબેલો, આતો દીસે અવર મદન અલબેલો—આ૦
શરદપુનમના સુધાકર સરીખો, આજ નગરમાં ઉગેલો—આ૦
મનોહર કસ્તુરીઆ મૃગ માફક,જોઉં ઝરૂખે ઝુકેલો—આ૦
હું નિરભાગી નાથ તજી મને, વેશ્યા આવાસે વસેલો—આ૦
ધન ગણિકા ધરણીતલ તુજને, પ્રિય કર્યો મમ પરણેલો—આ૦
ચંદ્ર ચકોરને મયુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આ૦
મધ્યચારી વેશે નહિ જાણે, મમ છળ છેલ છબીલો—આ૦

સાહેલીઓ— ૫૦

ગરબો

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન;
સાસુ સસરા માતપિતાની સેવા સાચવોરે,
ભાવ સહિત ભકિતથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણુથી ઉભય સુકુળ અજવાળીએરે. (ટેક)
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ,
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ;
હસવું રમવું જમવું એકાંતે નવ બેસવુંરે,
પતિવિણુ પત્નિના પણ સદમિત્રોની સંગાથ—એવા૦
નાથ વિના કરવી નહી, વિનોદ રસની વાત.
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે ભ્રાત કે તાત;
સજની ભ્રષ્ટ થવું નહિ, સુધરી સદ આચારથીરે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત—એવા૦

કુષ્ટી કદરૂપ કુબડો, નિરધન નિરબળ કાય,
મતિહીણ પતિત પતિ મળે, એ સતીને સુરરાય;
જોડી પગ અંગુઠે, દ્રષ્ટિ આધું ઓઢીએરે,
સુખકર સાધ્વીએ સેઉ સાથે સંપ સદાય—એવા૦
ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ,
કુલિન બ્હેન કરવો નહી, વડિલથી વિવાદ;
ચંચળ ચાલે ચટક મટક, ચતુર ન ચાલીએરે,
**શીવસુત કેશવના** શીખામણ અંતર વાદ—એવા૦

**લીલાવતી—** ૫૧

અમૃત સરખું સુખકારીરે, મીઠડું મહી વેચું મહી વેચું,
લ્યો કૌશામ્બી નરનારીરે, મીઠડું મહી વેચું મહી વેચું.

**સુમતી—** ૫૨

આ ભરવાડણી અજબ અપાર અજબ અપાર, હીડી—આ૦
રંભા થકી પણ અધિક રૂપાળી, કે ઉમીયા અવતાર;
શેષ સમા શીશ કેશ સુશોભિત, શશીવદની સુખકાર,
શુક સમ નાકે નથની થરકે, અરૂણ અધર નિરધાર;
ચંપકવરણી એ મૃગનયની, મારી કટાક્ષ કટાર—આ૦
કેસરી સરખો લંક કટીનો, તુંબ નિતંબ આકાર—
અંગ અનોપમ કાંબળ ઓઢી, કોકિલ કંઠ ઉચ્ચાર—

**લીલાવતિ—** ૫૩

અમૃત સરખું સુખકારી, મીઠડું મહી વેચું મહા વેચું.
લ્યો કૌશામ્બી નરનારીરે મીઠડું.

**સુમતિ—**મારે મહી લેવું મહી લેવું.

આપોને મટકી ઉતારીરે, મ્હારે મૈયારી મોહનમારીરે—મ્હારે.

ચટપટ ઘુંઘટ પટ ખોલોરે, મ્હારે મહી મુલડાં બરાબર બે ાલોરે ગ્હા.

**મૈયારી**— ૫૪

મેતાજીરે શું મહી મુલ બતાવું, ચાખો પછી ભાવ જણાવું;
મળશે નહીરે દહી દુનિઆમાં આવું સમજીને શું સમજાવું.
જુગતીથી રોજ જમાવું, લ્યો લાલન શું લલચાવું,
ખાધા કેડે ખુછ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવું; સ.
**સુ**—મહી મીઠુંરે મ્હેં ચાખ્યું મહિયારી, તું ગામ કયે વસનારી.
ભ્રગુટીમાંરે ભુરકી ભાસે ભારી. કહો નામ તમારૂં નારી.
વળી કોણ તમારો વિહારી, સ્મિત હાસ્યથી મન હરનારી;
કે, તુજ કુળ કામણગારી, સાવિત્રીરે તુલ્ય ન આવે તારી,
**લી**—રંગીલારે મારી જાત રબારી. છું રાજપુરે રહેનારી,
હનવો છે રે મમ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી,
તમો વણીક વડા વહેપારી, પુછી કુળ જાત અમારી,
શું વાત વિવાહની વીચારી, મનમોહનરે હું નવ પરણીત નારી;
**સુ**—અલબેલીરે મારે અનંગ ઉછાળા મણી મધુર વચન મરમાળા
**લી**—નવ સમજુરે હું ભોળી નવ તેર, મહીથી હુએ મમ ઘેર;
મોંઘું છે ગોરસ મારૂં, વડી વાત બને નહી વારે;
નથી લીધું કાંઈ તમારૂં, હું જઉછુંરે અતિ રતિપતિથી રૂપાળા;
**સુ**—શા માટેરે વાત જવાની બોલે, મમ જીવ ચડયો ચકડોળે,
**લી**—અણઘટતારે ઘાટ તમે ઘડશોમાં, આઘા રહોરે અડશોમાં;
**સુ**—હું આશોછું અલબેલીરે, તજ તું ગભરામણ ઘેલી;
મહી મુલ કહા મન મેલી, દીલ હરણીરે શું હવે ડા'પણ ડહોળો મ.
**લી**—રંગરસિયારે હરીજનથી મન ડરીએ, કહી ભાવ ખરો શું કરીએ,
**સુ**—(સ્વગત) ગજગમનીરે મુજથી નજર મીલાવે, નખરેથી નયન નચાવે.

કુમ કુમનો ચંદ્ર કપાળે, તલ ગૌર ગુલાબી ગાલે,
ચમકાવે ચીતડુ ચાળે, વશ કરવારે તસ વચને અનુસરીએ;
દીલમાં દુરીજનથી ન ડરીએ.

**લી**--વાલાજીરે શી મન વાત વીચારો, મુજને વઢશે ધણી મારો.
મારગડો મુકોને મન ગમતા, સુંદર રાખુ સમતા.
ઠીક છો અબળા ઠગનારા, કરો આંખ તણા અણસારા,
મેં જાણ્યા વિચાર તમારા, ધારો છો તે સ્વાર્થ નથી સરનારો.

**સુમતી**---  ૫૫

કામણગારી નારી. કે,ને મને વાત તારીરે;
છેલ છબીલી છબી ફાંકડી. આ દીસે અદભુત;
ગુણ હીણો ગામડીઓ ભુંડો. એતો ભમતો ભુત—કા.
ચતુર વિચક્ષણ તું ચતુરાને, ધણી મુરખ સરદાર,
ચંપક વરણી કેમ ચાલે છે, ગમારથી ઘરબાર.

**લી**-ડાહ્યા ડમરા તમને પરની લાગે વાત પ્યારીરે;
પગ હેઠળ દાવાનળ સળગે, એ અવલોકો આપ.
અમને પછી શીખામણ આપો, મોહન રાખી માપ—ડા.
નીરલજ નીચ જગતની નારી, આ ગણિકા ગુણહીણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીઆ, પુરણ થઈ પ્રવીણ—ડા.

**સુમતિ**—મધુર વચનથી કરે હરણ, મન સુંદર રસક શરીર;
કોક કળામાં પુર્ણ કુશળતા..............................

**લી**—......................................હરે પુરૂષનું હીર
ભલે લાલ તમાચો મારી. મુખડું લાલ રાખોરે;
અલબેલા ઉત્તમ કુળ ઉપજ્યા, આ કુલટા કમજાત;
કામણગારા કેમ બને છે, વદો બરાબર વાત;

સુમતિ— ૫૬

તામે થયોછું સલુણી તમારા..............................

મો—..............................મ્હોર આપો મનમોહન મારા

સુ—નાહક આહક નવ ભટકાવો, સત્ય વિચાર સલુણી જણાવો;

મૈ—કૃપણતા શેઠ તમારે તો કરવી, વા'લી વેશ્યા તણી હાજરી ભરવી;
દામ વીના દહાડો કયાં થકી વળશે, માલ વેશ્યા મુખડી સમ મળશે
વેધક વચન વદો શું વિચારી..............................

સુમતિ–૬......................શી મરજી છે સલુણી તમારી;

મૈ—આળ કરો નહી વેશ્યા વે'માશે, મુક્કાને હાથ મારો મરડાશે.
હુંતો અહી નહી આવું હવેથી, ફાંકડે રાવ શી ફોક ફજેતી;

સુ—મ્હોર આપી લેઉ માલ તમારો, નીત્ય બે વખતનો બાંધીયે વારો;

મૈયારી— ૫૭

રીસકણા રીસકણા રીસકણા રીસકણા

પ્રેમ જાળ પકડી લાલ, અવળી ચાલ, ચલવો હાલ;

આ મહલ વચમાં સાલ બગડે તાલ કરીએ ખ્યાલ;

મુકીને ખલક ખાળ માનસર આ મરાળ રંગે રમોને રસાળ.

સુમતિ—અટકાવે લટકાવે શરમાવે ભરમાવે તરસાવે દરસાવે વ્હાલ.

મૈયારી— ૫૮

પ્રીતમ આ પ્રણામ છે ?

સુમતી— હા હા હા હા.

મૈયારી—ડાકણનું દમાણુ છે ?

સુમતી—ના ના ના ના.

મૈયારી—ઢોળી પાડી ભોળી પ્રેમપ્રમોદથી વ્હાલો મારો આ વેચાણુ છે

સુમતી—હા હા હા હા.

નરક કુંડથી નીકળી, પડું અમ્રતરસ ખાણુ.

મદયારી—જીવ જીવન સજીવન થવું, ભેટે પદ્મણી ભાણુ.
સુમતી—કરવું સમરપણુ સર્વ પરસ્પર,
મદયારી—પ્રિય શું ? પ્રથમની પીછાણુ છે.
સુમતી—હા હા હા હા.
મદયોરી— ૬૦

ચાલીજા ચાલીજા અહીંથી ચુડેલ.

બીહું તું મનાવી ફંદામાં ફસાવી. પ્રપંચે પઢાવી ખેલાવીને ખેલ.

ચડાવી ચોળાવી ઉડાવી. બનાવી પયસા પડાવી છળાવી છટેલ.

હરામી સ્વામી જે હૃદયા ફુટેલ, વ્હાલાને મુકીને વંઠી ગએલ.

તરૂણી તજાવી, તેં છેડા વળાવી, રંડા તેં રડાવી મરાવી નાંખેલ

કામ— ૬૧

ઉઠય ઉઠય અલી જાને તારે ઘેર. ધુતારી ધુતવાને આવીરે.

કયા ભવનું વાળે છે તું આ વેર, ધુતારો ધુતવાને આવીરે.

છેલ છબીલાને છેતરી છીનાળ. ધુ.તારૂં કાળું કર આવ્યો તારો કાળ. ધુ.
બોલી મીઠાંમીઠાં કપટ વચન.ધુ કરે મલીન મહેતાજી તણું મન, ધુ.
તારૂં પોગળ થયું બધુ પ્રકાશ ધુ. હવે આવીશ નહીં મારે આવાસ, ધુ.
મદયારી—રાંડ આવીશ રસિક કને રોજ, નફટ ફટ ફટ તનેરે,
તારા મમત ઉપર માણું મોજ, નફટ ફટ ફટ તનેરે;
તારી ખોટી છે પીતળ જેવી પ્રીત, ન, તુતો માટી નવાનવા કરે નીત ન.
રમે તમારાથી જે પુરૂષ જાર; ન. એતો જગતનું એંઠું જમનાર ન.
તારી ખચિત ખલક ખુંદે ખાટ ન. તારૂં તન તેતો કુતરાની ચાટ ન.
તને અડતાં મનુષ્ય અભડાય ન. તારા સંગથી નરકે નર જાય ન.

કામ— ૬૨

મને કાળમાં કાળુ મને દેખાય. ધુ. આતો માંટી તારા ઠગણીશું થાય. ધુ.

મે-મારૂંફોડી નાંખજે તું હઇયા ફુટ ન. હાહા મારા આ માંટીછે માથુ ફુટ ન.
**કામ**—ભુંડી રાડ નિચ જાત ભરવાડ, ધુતારી ધમકાવે મનેરે;
અહીંથી તારી મહિ મટકી ઉપાડ—ધુ.
**સુમતી**—બસબસ રાંડ ઝાઝું નહી બોલ, આધીરે તારૂં આવી બન્યુંરે
તેંતો હાથે કરી ખોયો તારો તોલ—આ૦

**સુમતી** ૬૨

માહું લગાડો તો મારાસમછે સલુણીરે,નથી આનફટમાં બેઅદામનીણુણીરે
વચમાંબોલાવ્યા વીણ બોલી વઢકારીરે, નીચમાં નિચ વશ્યા નિર્લજ નઠારીરે

**મધ્યારી**— ૬૩

મહી બહુ વેચાય, અહીં નહીં અવાય અપમાન થાય;
મ્હારો સદાય કયાંથી અપાય, નીચ્ય આધીન નગીના.
**સુમતી**—આમ ચતુર નાર કરી પુણ પ્યાર ડર નવ લગાર;
નિત્ય આવ્ય દ્વાર, લે મુકતહાર, વળી આપીશ દાગીના.

**સુમતિ** ૬૪

આજ રંગમાં રસિલીપ્યારીરાતરહો, વીસમહોર કાલને પ્રભાતે લહો. આ.
કટુક વચન કુલટા નહીં બોલે, આટલું સલુણી સુજાત સહો. આ.

**મઇયારી**— ૬૫

નગીનારે નેહ નજર કરી આજ,
અહરનીશ હું આધીન અલબેલા, પણ નડવાની પીડાજ.
**સુમતી**—રે ગણિકાને હું નહી ગાંઠુ, મનથી કરે છે મિજાજ;
રસિલીરે, રાત રહો અહીં આજ:
લે આ વચન તન મન ધન તારૂં, નથી એ કરકશાનું કાજ.
**મ**—હું પણ કોલ કરાર કરૂં પતિ, આવીશ નીત અહીં આજ. ન.
હુંરે ભરવાડણ સરજી, પુરવ પુન્ય ફળ્યાંજ—ન.

# અંક ૩ જો.

કામ ૬૬

કરમતણી કેથનીરે કયાં જઇને કરૂં, દીલડામાં સળગે દાવાનળ દુઃખજો
ભરવાડણ વેરણના ભંભેર્યા થકી. શેઠ જુવે નહી સ્નેહે મમ સન્મુખજો
મોજમઝા માણે છે મારા દેખતાં, લાજ ન આવે નિર્લજને લવલેશજો
અહનિશ એબેજણરેછે આનંદમાં, કલેશ વિશેષ મને ઉપજેહમેશજો ક.
છેદે છે મહિયારી મારો છાંયડો, કર્યા કંથ વશ કરૂં હવે હું કેમજો
બહુ બોલુતો સાડાબાર વરસ તણો,તુટી જાયતરત પ્રિતમથી પ્રેમ જોક.

**મઇયારી**— ૬૭

અમૃત સરખુ સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી.
**કા**—આ હડ્યા શધડી આવીરે, કામણ કુ મણ કાંક કરે.
બદફેલી કરતાં ફાવીરે કામણ૦

**કપટ**— ૬૮

હજુએ નવ આવતી અટકી.
**કામ**—કેમ કરૂં જશે કાળજું ફટકી નથી હકાતી પટકી મટકી—હજુ
**કપટ**—હાય નયણ રજકણ સમ ખટકી.........................
**કામ**—................................છેલ જશે છટકી ત્રટકી

**મઇયારી**— ૬૯

અમૃત સરખુ સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી:
બળે મનમાં વેરણ મારીરે, લ્યો૦
**સુમતી**—તુજ દહી અધિકુ ગુણકારીરે, આવો મહિયારી મારી,
જગ સહુ રહેશે જખમારીરે—આવો૦
**મઇયારી**—મહિયારી મંત્ર ઉચ્ચારીરે, મારૂં આકર્ષણ કરવું:
**બળબળતી આ બિચારીરે, એક દીન આદરશે મરવુંરે.**

ક—ઉભી શું હસ્યા ફુટીરે, લીધી તુજ લખમો લુટી.
કા—ખાલી થઇ મારી ખુંટીરે. શું કરવું માથું ફુટી.
  ફટકણુ ફાટી તું ઝાઝીરે, લોક થકી પણ નવ લાજી;
  બધી હાથ કરી તેં બાજીરે. કર મહેતાજીને રાજી.
મ—માંઠડા સ્યોને મહી મીઠુંરે, કાળજડુ ઠંડુ થાશે;
  આતો નથી અવર અજીઠુરે. કાળજડુ.

સુમતિ— ૭૦

મલપતિ તલપતી રતીમતીરે રતી આકૃતી રતી નથી તું વિસરતી રતી
નવલવધુ આરપાર હૃદયમાં ઉતારી, સજળ ચપળ ચક્ષુ બરછી ચમકતીરે
મ—મીઠાં મીઠાં વચન આમ મરમાં ઉચ્ચારી;
ધાયું છે શું ? કયા સુધી ઘર ધ્રનીરે, કાંક મોહની કરી મને રતિપતિ
સુ—સુખદાયક મમ લાયક લલના, જન્મીશું આહેર જાતીમાં જતીરે.
મ—અવળ કામ કરે વીધી કહેવુ શું વધારે,
સુ-સલુણા આપ યોગ્ય આ હર્તારે, રાખ્ય રાખીને રહ્યા તમે રતિપતિ
સુ—મધુરી તુ રાધિકા સમાન મેણા મારમાં,
મ-કૃષ્ણ જેવી આપ નવ કરો કૃતિરે, રમે આંખમાં સાપોલીયા રતિપતિ
કપ—છટકતી છીનાળ છાલ કેમ છોડતી નથી;
કા-જાને અલી જાને કહું છું જતીરે. કેમ આવતી હજુ નથી તુ અટકતી
સુ-રૂમક ઝુમક કરતી નીત્ય આવશે રસીલી મીઠડુ મહીવચુ મુખઉચરતી
મ—પ્રેમ પોથી પઢી પ્રવીણ પ્રાણજીવન પાસે;
સુ—ગણીકા ગમારમાં નથી ગતીરે,

કામસેના— ૭૧

મુજને બીખ માગતી તેંજ હરી. તેંજ કરી ધન માલ મતા હરી
દીલડામાં નવ લજ્યા ડરી— મુ—
ના કહેતાં નિતનિત ઘર આવે; જા તુજને નથી શરમ જરી. મુ—
કામ નથી ઘરમાં તમ કેરૂ, આ હું સત્ય વચન ઉચરી. મુ—

નકટાં થઇ કદી પણ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ. ફરી મુ—
આજ થકી કરો અદીઠ તમારૂ હું ખોટી આ રાંડ ખરી મુ—

**મધ્યચારી—** ૭૨

પ્રાણજીવન પુંઠે પુંઠે પધારો, અહીં છે એકાંત આવાસ અમારો;
કામક્રીડા પતિ અહનીશ કરશું, સાહેબ વનિતાની વિનતી સ્વીકારો;
સુ—તું જોબન મદમાતી મધ્યચારી, મેં નિરખી તુજ નિપુણતા નારી;
છાની રાખું તને છેલ છબીલા, જાણીએ છે બધી જારી વિજારી;
મ—લાવરી લાલ જવાદો તમારી, હું ગણિકા થકી નથીરે નકારી;.
સુ—જાણુ કરીને જગતમાં શું કારણ, હું મધુકર તું તો માલતી મારી

**મધ્યચારી—** ૭૩

માથના મુગટ મારા પરણ્યા કે કુંવારારે.
શાને માટે આપે સગાં વહાલાને વિસાર્યારે;
કયાં છે માત પીતાજી તમારાં કયા છે સજ્જન કુટુંબરે,
કયાંછે કયાંછે કયાંછેરે સંબંધ તમારો સાચુ બોલો સમમારારે. મા.

**સુમતી—**પવિત્ર પુન્યાત્મા છે માવીત્ર અમારારે,
વેશ્યાની સોબતે તજયા વગર વિચારેરે;
આ નગરીમાં એહ વસે છે, વનિતા પિયર વસેલરે.
વનિતા વનિતા વનિતારે અનુપ આકૃતિ એની તારે અનુસારેરે.

**લીલાવતી** ૭૪

મારી સંચર શીવળ સોભાગી, દેખી અવગુણ શો તમે ત્યાગી;
આપને ઘટે કરવું ન આવું, કહોતો એહને અહીંયાં બોલાવું.
સુ—સુતો સર્પ જગાડીએ શાથી, અતિ અડચણ થાય એમાંથી;
તું છે સઉ સુખદાયક પ્યારી એનું કામ નથી અહીં નારી;
નિત્ય ભાવના ભોજન કરશું, રસ રંગમાં આપણ રમશું;
મળ્યું છે મન આપણુ એનું અહીં શું છે પ્રયોજન એનું;

મ—આવું કરીએ નહી મન કાચું, સાંભળોને કહું સાચેસાચું
પ્રિય પરણ્યા તમે મારી સાથ, એતો યાદ લાવો પ્રાણનાથ;
ચઢી ચોરીએ હાથ દબાવ્યો, નખ દેઇને નેહ જણાવ્યો;
તમ સાથે હીંચોળામાં હીંચી, ખસીયાણી પાડી ચીર ખાંચી,
લાગે આટલું તમને અધુરૂ, હજી બીજી નીશાનીઓ પુરૂં;
મને અડધીએ એકલી મુકી, ગયા ચતુર પતિ બધુ ચુકી,
સુ—થઉં વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યાં દંપતી કોડદીવાળી;
પ્યારી તારો છે પુરણ પ્રેમ, આવી પહેલું કહ્યું નહિ કેમ;
કર્યો કેમ મહીયારીનો વેશ, નવ જાણ્યું કપટ લવલેશ.
મ—મ્હેં તો જાણ્યું રસીક રીસાળ, પાસે વેશ્યા વિષય વિષ જ્વાલ
એથી મહીયારી સ્વાંગ ધરીને, તમને વશ કર્યા કપટ કરીને,
સુ—સત્ય વાત સકળ પ્રિયા તારી, મારી અક્કલ ગઇ હતી મારી;
મારી રસમ સરવ તેં સુધારી, ધન્ય ધન્ય પતિવ્રતા નારી;
મારા ળનું કલંક તેં કાપ્યું, તને અધિક શાબાશી શી આપું.

**લીલાવતી** ૭૫

મનહર મળતાં મેં મન ગમતું, સરવે સુખડું માણ્યું;
જગતમાં જોતાં સ્વામી સમાગમ, સમ સુખ અવર ન જાણ્યું. ટેક.
જીન વચન સુધારસ ચીત્ત ધરશું, સાતે ક્ષેત્રે ધન વાવરશું;
પ્રતિદિન પ્રભુની પુજા કરશું.
પ્રિય માત પિતા પાયે લાગો, મારી અપરાધ તણી માગો,
સંસાર તણો ચલાવો સાગો.

**કામસેના—** ૭૬

પ્રીતિ પાતરની કરનાર સરવે મુરખના સરદાર.
નીતિ નિપુણ ગણે નાદાર, પીડા પામે અપરંપાર;
જેની સાથે જવ તલ બાળી માત પિતા પરણાવે.

તેને ત્યાગી નિરભાગી નર, આપણી પાસે આવે પ્રીતિ.
પતિ સુખ પકવાન સરીખું, તૃપ્ત થયા નહી તેથી.
ગણિકા ગમન વમન સમ ગણવું, અરે થશે શું એથી પ્રીતિ;
શું એનાથી કારજ સરશે, એ શું સારૂં કરશે;
શ્વાન સમાન સદા અથડાઇ, મોત વગર તે મરશે.

**સેંજલદે**— ૭૭

શીયળ સાચવ્યું તેં પ્રિયા સુતની, વધો વેલ તારા થકી કુળની,
વધુ શું વદું ગુણ તારા વધુ, તને ધન્ય છે સુખ આપ્યું બધું;
અચળ તારૂં રહેજો સુહાસણપણું, સદા સુખમાં જીવજો તું ઘણું;
કુળા કેળવી લાવી તું કંથને, થજો પુન્યશાળી સુપુત્રો તને.

**સુગુણમંજરી**— ૭૮

સુખી થજો દેશી સજન સમાજ, ધર્મ પતિ તું ધર્મ કવચ ધરી;
અપરાજીત થઈ આજ— સુ૦
દંપતી આ દ્રષ્ટાંત વિલોકી સુધરોને સુખ કાજ. સુ૦

**સઘળા** ૭૯

નાટક નવિન રસાળ રસિક રચ્યું, નાટક નવિન રસાળ;
વહી ગયેલા નિજ વાલમને પકડી પ્રેમની જાળ;
વેસ્યા ઘરથી નિજ ઘર લાવી, વનિતા બુદ્ધિ વિશાળ—રસિક
**લીલાવતી**—સમ શીયળવતી સતી માનુની ગુણ મણી માળ;
પ્રેમ વિનયથી વર વશ કરશો, પ્રણમી જગ પ્રતિપાળ રસિક૦

# સમાપ્ત.

## શ્રી દેશી નાટક સમાજ બ્રાંચ જાહેર ખબર અમદાવાદ.

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજ બ્રાંચનો મુકામ જ્યાં હોય ત્યાંથી અથવા અમદાવાદ તળપદમાં પ્રસિદ્ધ કર્તા પાસેથી મળશે માટે જેઓ સાહેબને જોઇતા હોય તેઓએ રોકડ કીંમતથી મંગાવી લેવાં. વેલ્યુએબ૦ અથવા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહિ નીચેનાં દરેક પુસ્તકો ચાર આનાની કીંમતે મળશે.

| | | |
|---|---|---|
| ૧ સતિ સંયુકતા | ૧૯ શ્રી ભદ્રાયુ | ૩૭ કુસુમલતા |
| ૨ સંગીત લીલાવતી | ૨૦ સતી દ્રૌપદી | ૩૮ હસાકુમારી |
| ૩ પવિત્ર લીલાવતી | ૨૧ કબીરસાબ | ૩૯ ગુલબંકાવલી |
| ૪ સતી પાર્વતી | ૨૨ શ્રી સંન્યાસી | ૪૦ અભયસીંહ |
| ૫ અશ્રુમતી | ૨૩ જાલીમદુલીયા | ૪૧ કર્મફળ |
| ૬ રામ વિયોગ | ૨૪ મદન મંજરી | ૪૨ નરસિંહ મહેતા |
| ૭ મ્યુનીસિપાલ્ટી | ૨૫ સતિ પદ્મિની | ૪૩ મંગાળશા |
| ૮ ભોજકુમાર | ૨૬ અજીતસીંહ | ૪૪ કૃષ્ણ સુદામા |
| ૯ સદાગ્બા | ૨૭ ભગવતગીતા | ૪૫ મહા કવી કાળીદા |
| ૧૦ ઉમાદેવડી | ૨૮ કુલિન નાયકા | ૪૬ રાજ રતન |
| ૧૧ વીણા–વેલી | ૨૯ સતિ દમયંતી | ૪૭ પ્રલ્હાદ વિજય |
| ૧૨ વિજ્યા વિજય | ૩૦ સતિ સુલોચના | ૪૮ કૌરવ પાંડવ ભા. |
| ૧૩ મદન મંજરી | ૩૧ કેશર કીશોર | ૪૯ જાળંધર સતિ વૃં |
| ૧૪ ઉદયભાણુ | ૩૨ ભદ્રાયુ | ૫૦ કૌરવ પાંડવ ભા. |
| ૧૫ મોહીનીચંદ્ર | ૩૩ સુભદ્રા હરણ | ૫૧ લલીતપ્રિયા |
| ૧૬ વિજય કમળા | ૩૪ ઉર્વશી | ૫૨ સૌંદર્ય વિજય |
| ૧૭ ગીતા સુંદરી | ૩૫ રાઠોડ કન્યા | ૫૩ દેવી દેવહુતી |
| ૧૮ સતી સીતા | ૩૬ પવિત્ર લક્ષ્મી | ૫૪ મહારાજા અશોક |